# રતનીયો



. પ્રકાશક : .
પુંજાલાલ ભગવાન પારેખ

: લેખ[illegible] : :
નાગરદાસ ઈ. પટેલ

ત્રણ આના

# ર ત ની યો

: : લખનાર : :
નાગરદાસ ઇ. પટેલ
ગોવર્ધન વિલા : મલાડ

: : પ્રકાશક : :
પુંજાલાલ ભગવાન પારેખ
: : વઢવાણ સીટી : :

ત્રણ આના

આવૃત્તિ બીજી

જૂન : ૧૯૩૧

:: ચિત્રકાર ::

જગમોહન મીસ્ત્રી

*

રમણ ભમણ અને વેર વિખેર
કરનારાં ઘરનાં વાંદરાંઓને અર્પણ



અનુક્રમ

*

ડુગ ડુગ ડુગ . . . ૩
રતની ચો . . . ૬
ગભા ગાંધીની દુકાનમાં ૧૨
નિશાળમાં . . . . ૧૭
ચોખંડીમાં . . . . ૨૨
કુતરાંની લડાઈ . . . ૨૬
છેવટ : ૨૯

# સનીયો

'ડુગ ડુગ ડુગ ડુગ'

'ડુગ ડુગ ડુગ'

'તે ભાઇ, એ શું વાગે છે?' કમળાએ પૂછ્યું.

'બારીએ જઇને જો તો ખરી, શું દેખાય છે?' મેં જવાબ આપ્યો.

બહાર મદારી આવ્યો હતો, એની પાસે બે માંકડાં અને એક બકરી હતાં. એ માંકડાં પાસે ખેલ કરાવીને કમાઈ ખાતો હતો.

'ડુગ ડુગ ડુગ ડુગ' એનું ડાખલુ વાગતુ અટલે છોકરાં એકઠાં થતાં.

'ભાઇ, એ તો મદારી છે.' કમળાએ જોઇને કહ્યું. 'એનાં માંકડાં કૂદા કૂદ કરે છે! આપણે એને બોલાવીશું?'

મેં હા કહી.

મદારીને અમારા બાગમાં બોલાવ્યો.

'ડુગ ડુગ ડુગ ડુગ' એણે ડુગડુગી વગાડી ખેલ કરવા માંડયો.

રતનવહુ અને રતનીયાનો ખેલ જોઇ છોકરાંઓને ખુબ મઝા પડી. રતનવહુએ રતનીયાની લાજ કાઢી અને રતનવહુ રીસાઇ બેઠાં ત્યારે રતનીયો એને મનાવવા ગયો એ જોઇ બધાં ખડખડ હસી પડયાં. પછી બેઉ જણ બકરીની ગાડીમાં બેસીને સહેલ કરી આવ્યાં.



જરાક જેટલી જગ્યાપર બકરીને ચારે પગે ઉભી રાખી એ જોઇ છોકરાંઓ નવાઇ પામ્યાં.

કમળાને પણ ખૂબ મઝા પડી.

બધાંયે મદારીને ખાવાનું અને પૈસા આપીને રાજી કર્યો.

મદારીના ગયા પછી આખો દહાડો છોકરાંઓએ એની રમતની વાતો કર્યા કરી.

સાંજે જમ્યા પછી કમળાએ એનો પાઠ કરી લીધો. પછી એ મારી સાથે પણ મદારીની રમતની વાત કરવા લાગી.

'તે ભાઈ! બધાં માંકડાં આવી રીતે ખેલ કરતાં હશે?' કમળાએ પૂછ્યું.

'ના બહેન,' મેં કહ્યું. 'જેને શીખવવામાં આવ્યું હોય તેજ આવી રીતે કહીએ તેમ ખેલ કરે.'

એમ કહીને મેં કમળાને કહેવા માંડ્યું :

*

# ૨ ત ની યો

ગાઢુ એવું જંગલ હતું. એ જંગલમાં વાઘ, વરૂ, દીપડા, લોંકડી અને બધાં ઘણાં જંગલી જનાવર રહેતાં હતાં. ઝાડપાન અને વેલા એટલા બધા હતા કે ન પૂછો વાત.

એ વનમાં જાતજાતના વાંદરા પણ વસતા હતા. કેટલાક વાંદરા કાળા મોઢાના તો કેટલાક લાલ મોઢાના તો કોઇ કોઈ તો નીલા ને પીળા મોઢાના પણ હતા.

કાળા મોઢાના વાંદરાને આપણે ઘણું કરીને આ-પણા તરફ વધારે જોઇએ છીએ. લાલ મોઢાના વાંદરા ગોકુળ મથુરા તરફ ઘણા થાય છે. એને આપણે માંકડાં કહીએ છીએ.

પેલા વનમાં લાલ મોઢાનાં માંકડાં પણ બહુ હતાં. એ આ ઝાડેથી પેલે ઝાડે અને પેલે ઝાડેથી ઓલ્યે ઝાડે એમ કૂદાકૂદ કરતાં હતાં. ઝાડનાં કૂળાં કૂળાં પાન તથા ફળ એ એમનો ખોરાક હતો.

એક ઝાડપરથી બીજા ઝાડ પર કૂદકો મારવો હોય તો વાંદરી પોતાના બચ્ચાને છાતી સાથે વળગાડી દે છે અને છલંગ મારે છે.

વાંદરાંનાં નાનાં બચ્ચાં લટકતા વેલા બે હાથે પકડીને હીંચકા ખાય છે. એની મા ખાતી હોય તે વખતે એ આજુબાજુ કૂદાકૂદ કરી મુકે છે.



પેલા વનમાં રતનીયો નાનો હતો ત્યારે રહેતો હતો. બધાય મદારીનાં માંકડાંને છોકરાં રતનયો કે રતન વહુ કહે છે. હું વાત કરૂં છું તે માંકડો પણ એવોજ એક રતનીયો હતો.

એક વખત ઝાડપર ફલંગ મારતાં એના હાથ ઢીલા પડયા અને એ એની માની કેડેથી છૂટી ગયો. એ એમ કરતાં નીચે પડયો.

નીચે ત્રણ ચાર જંગલી માણસો હતા. તેમણે એને પકડી લીધો અને એને બાંધી દીધો.

પછી તો એમણે એને વડોદરાની શુકરવારી–શુકરવારને દહાડે ભરાતા બજાર–માં વેચવા આણ્યો.

એ વખતે હું વડોદરે ભણતો હતો. વડોદરામાં મીયાં મહમદની વાડીમાં તે વખતે હું રહેતો હતો. અમારી પાડોસમાં તે વખતે જૂનો કોટ થોડો ઘણો તોડી નાખેલો. તેની બાજુમાં કેટલાંક ઝુંપડાં હતાં. એમાં હસનમીયાં કરીને એક મદારી રહેતો હતો.

હસનમીયાંએ રતનીયાને શુકરવારીમાંથી વેચાતો લીધો. મીયાંની ઉમર પાકી ગઈ હતી એટલે એમને બહુ લલુપતા ન હતી. એમને એક દિકરો હતો. એનું નામ અબદુલ્લા. અબદુલ હજી નાનો હતો. એની મા મરી ગઇ હતી એટલે એ અને એનો બાપ જ્યાં જાય ત્યાં સાથેના સાથે હોય.

રતનીયાની થોડા વખતમાં અબદુલ સાથે દોસ્તી થઇ ગઇ. એ ઉપરાંત એને એક બીજો ભાઇબંધ પણ હતો. એ ભાઇબંધ તે ડાઘીયો.

ડાઘીયો હસનમીયાંનો ઘરડો કુતરો હતો. વડની નીચે મીયાંનું ઝુપડુ હતુ અને એની એક નીચી ડાળે એમણે રતનીયાનું ઘર કરી દીધુ હતુ. દેવદારનું એક ખોખુ જડીને એમાં થોડુ પરાળ નાખી આપ્યુ હતુ. રાતે રતનીયો એમાં સુઈ જતો.

ડાઘીયાને એ વડને થડીયે સાંકળથી બાંધી રાખતા. એ બિચારો ઘરડો હતો અને એણે આજ લગી હસનમીયાંની ઘણી ચાકરી કરી હતી.

પણ રતનીયો ભારે તોફાની. એની કૂદાકૂદનો તો પારજ નહિ. કસરત પણ એવી કરે કે તમે ખુશ ખુશ થઇ જાવ. એની પુંછડી ઝાડની ડાળે વિંટાળીને હિંચકા ખાય. ડાઘીયાના ખાવામાંથી છાનો માનો ખાઇ પણ જાય. કોઈ કોઈ વાર તો એ ભાઇ સાહેબ ડાઘીયા પર સવારી પણ કરે. ડાઘીયો ભસે એટલે તો એ તાન પર ચઢે. ડાઘીયો બચકુ ભરવા જાય પણ એના દાંત પડી ગયેલા તે બચકુ ભરાયજ નહિ. રતનીયો વળી ઉપર બેઠો બેઠો એને ચીમટા ભરે. ડાઘીયો ભસે એટલે એ કૂદકો મારીને વડ પર ચઢી જાય.



હસનમીયાંએ રતનીયાને ધીરે ધીરે રમતો શીખવવા માંડી. રતનીયાને એમણે ખાદીનું પહેરણ સીવરાવ્યુ અને સારી મઝાની ફુમતાવાળી ટોપી લઇ

આપી. રતનીયો તો ખોટી પાટી લઇને નિશાળે જવાની રમત શીખ્યો. હાથમાં લાકડી લઇ ઢોરાં ચારવા જવાનો ખેલ પણ એ શીખ્યો. અદબ પલાંઠી વાળતાં અને સલામ ભરતાં પણ હુસનમીયાંએ એને શીખવાડયું. એમ એ ઘણું ઘણું શીખ્યો.



પણ વાંદરાં અને માંકડાં બહુ અટકચાળાં હોય છે. રતનીયો પણ એવોજ અટકચાળો હતો.

એક દહાડો એને નાસી છૂટવાનું મન થયું. રોજને રોજ સાંકળે બંધાઇ રહેવાનું કોને ગમે ? છૂટા હોય તો મન ફાવે ત્યાં હરાય ફરાય ને ખવાય પણ ખરૂં. આમ કેદીની પેઠે જકડાઇને એક ઠેકાણે પડયા રહેવાથી રતનીયો કંટાળ્યો હતો.

સવારનો પહોર હતો અને અબદલ્લો નિશાળે ગયો હતો. એ હમણાં હમણાં થોડુ થોડુ શીખતો હતો. હુસનમીયાંનો વિચાર એને ભણાવીને કોઇ સારા ધં-

 

ધામાં નાખવાનો હતો. હસનમીયાં પણ કંઇ કામ સારૂ બહાર ગયા હતા.

રતનીયે પોતાની સાંકળ તપાસી જોઇ. એ આમ તો મજબુત હતી પણ એની એકાદ કડી ઢીલી થઇ હશે તે એણે ત્રણ ચાર આચકા માર્યા એટલે તૂટી ગઇ.



રતનીયો છૂટયો.

એણે ચારે તરફ જોયું અને કયાં જવું એનો વિ-ચાર કર્યો.

થોડીવારે એણે છલંગ મારી અને અમારા છાપરા પર કુદ્યો.

*

## ગ બા ગાં ધી ની દુ કા ન માં

મારી પડોશમાં ગબા ગાંધીની દુકાન હતી. એ-મનું નામ તો હતું ગરબડભાઇ પણ બધા એમને ગબા ગાંધીજ કહેતા હતા.

એ એકલવાયા હતા. એમની દુકાન પણ નાની હતી. આગળની બાજુ દુકાન, વચ્ચેના ભાગમાં વખાર અને પાછળ રસોડુ એમ એમણે ગોઠવણ રાખી હતી.

ગબા ગાંધીએ એક બિલાડી પાળી હતી. બિલાડી નાની સરખી હતી. એને આખે ડીલે કાળા વાળ હતા અને દેખાવે એ ઘણી સુંદર હતી. મ્યાઉં મ્યાઉં કર-તી એ આમતેમ કૂદાકૂદ કરતી. એ હતા તો વૈષ્ણવ પણ એમની વખારમાં ખુબ ઉંદર એકઠા થઈ ને નુક-શાન કરતા તે એમને ગમતુ ન હતુ. એમની બિલાડીનું

નામ એમણે મણિ પાડયું હતું. મીની ઉપરથી મણિ એમણે શોધી કાઢયું હશે એમ તમે કહેશો. કદાચ એમ પણ હોય. મણિને એ રોજ ખાવા તો આપતા હતા છતાં એ કોઇ કોઇ વાર વખારમાં જઇ છાનીમાની ચુંચું કરતા એકાદ ઉંદરડાને પકડીને સાફ કરી જતી. ગભા ગાંધીને એ વાત ગમતી હતી એમ મારે તમને છાનુંમાનું કહી દેવું જોઇએ.

એક દહાડો અબદુલ્લાએ મણિને પકડેલી તે ગભા ગાંધી એને વઢેલા, એમને વહેમ હતો કે વખતે હસન મીયાંનો ડાઘીયો કે રતનીયો એમની મણિને મારી નાખે એટલે એ મણિને તે તરફ જવા દેતા ન હતા. હસનમીયાંના ડાઘીયા તથા રતનીયા તરફ એમને ઘણી ચીઢ હતી.

રતનીયો અમારા છાપરા પર કુદ્યો તે વખતે ગભા ગાંધી હવેલીએ દર્શન કરવા ગયા હતા. સવાર સાંજ નરસિંહજીના મંદિરમાં દર્શન કરવા જવાનો એમનો નીમ હતો.

અમારા છાપરા પરથી રતનીયો વા બારીએ થઇને ગભા ગાંધીના ઘરમાં ઘુસ્યો, આમ તેમ જોયું તો કોઇ જણાયું નહિ એથી એ ઘણો ખુશી થયો.

આજે સારૂ સારૂ ખાવાનું મળશે અને ખુબ ગમ્મત પડશે એ વિચારે એ ઘણો આનંદમાં હતો. એણે પહેલાં તો દુકાનમાં બધે નજર ફેરવી. એક બાજુ હારબંધ નાના નાના ડબા ગોઠવ્યા હતા. બીજી તરફ કોથળા અને પેટીઓ ને એવું એવું હતું, એણે એક ઉઘાડા કોથળામાંથી સાકર કાઢીને મુઠીઓ ભરીને ઉરાડી ને વેરી. બીજામાંથી લોટ ચાખી જોયો. ઘાસલેટનો નળ ઉઘાડયો.

એક નાનો ડબો લઇ એણે ઉઘાડવા માંડયો. જરા જોર કર્યું એટલે એનું ઢાંકણું ઉઘડી એક બાજુ પડયુ અને એમાંથી કશુક ઉડયુ.

હા....આ....ત છીં ! હા....આ....ત છીં ! એમ પાંચ સાત છીંક ધડાકાબંધ આવી. રતનીયો તો સડ-કજ થઇ ગયો કે આ શું થઇ ગયું ? એ ડબામાંથી શું નીકળ્યું હશે એ તો તમે જાણી ગયાં હશો. એમાં ખા-સી મઝાની છીંકણી હતી.

નાક મોં લોહીને રતનીયો વળી બીજું કાંઇ શોધવા મંડયો. એક બાજુ કાગળ પડયા હતા તે એણે ફાડયા અને દોરાનો દડો ઉકેલ્યો.

ગબા ગાંધીનાં તાજવાં ઉંચકી જોયાં. જોખપણ



આમતેમ ગોઠવી જોયાં. એમનો ગલ્લો ખેંચ્યો પણ એ તો બંધ હતો. એમની ગાદી પર બેસીને એણે જે આવ્યુ તે જોખવા માંડ્યુ. રતનીયાનો રોફ ખરેખર જોવા જેવો હતો.

પછી ભાઈ સાહેબ ઠેકડો મારીને છાજલી પર બેઠા. એક ડબામાંથી ભોંયસીંગ કાઢીને ખાવા માંડી. એને તો ખાવાની ભારે મઝા પડી.

ખજુરના વાડીઆમાંથી એણે ખજુર પણ ખાધુ. ખારેકો ને દરાખ પણ ખાધી. આજે રતનીયાને ઉજાણી હતી.

એતો મોજથી ખાતો, ખુંદતો ને ખેલતો બેઠો હતો એવામાં બહાર કંઈક અવાજ આવ્યો, તાળુ ઉઘાડીને ગબા ગાંધી અંદર આવ્યા. એ તો રતનીયાને જોઈને સડક થઈ ગયા. રતનીયાએ તો ભારે બગાડ કર્યો હતો. એમનું ચાલે તો એને ફાંસીની કે પંચ ઈંટાળીની સજા કરે.

એમને જોઇને રતનીયો કુદ્યો. એણે જોયું કે અહીં ઉભા રહેવામાં માલ ન હતો. ગબા ગાંધી જરૂર લાકડીનો થોડો ઘણો સવાદ એને ચખાડયા વગર ન રહેત. પણ રતનીયો કયાં કાચો હતો ! એ તો હુપ કરતોક ને કૂધો અને નાઠો સ્તોને ! ગબા ગાંધીને છાપરેથી કૂદતો કૂદતો રંગમહાલને રસ્તે નાઠો. ગબા ગાંધી હસનમીયાંને બોલાવા ગયા પણ મીયાંને ઝુંપડે તાળુ હતુ અને થડીએ બાંધેલો ડાઘીઓ ઉંઘતો હતો રતનીયાના ઘરપર બેસીને કાગડા કા'કા' કરતા હતા.

ગબા ગાંધીની મણિ મ્યાઉં કરતીકને બહાર આવી એટલે ગાંધી મોટે પગે પાછા ફર્યા.



# નિ શા ળ માં

રતનીયો તો કૂદતો કૂદતો નાઠો. આ છાપરેથી તે છાપરે ને તે છાપરેથી પેલે છાપરે. છેલ્લી પોળથી વચલી પોળ અને વચલી પોળથી હાળીયા પોળ. આમથી તેમ અને તેમથી તહીં.

બહાર ફરવામાં પણ એને ભારે મઝા પડી. સાંકળે બંધાઇને પડયા રહેવા કરતાં આમ ફરવાનું એને ઘણું ગમ્યું.

હાળીઆ પોળથી ચોખંડી તરફ જતાં એક નિશાળ આવે છે. રતનીયો કૂદતો કૂદતો ત્યાં આવ્યો. નિશાળ પાસે પીપળાનું ઝાડ છે એની ડાળે એ બેઠો.

એવામાં નિશાળનો ઘંટ વાગ્યો અને છોકરાં છુટયાં. નાનાં છોકરાં જોઇ રતનીયાને ગમ્મત પડી. એમની સાથે રમવાનું ને મઝા કરવાનું એને મન થઇ આવ્યું.

એક છોકરો તરબુચની ચીરી ખાતો ખાતો પીપળા પાસે આવ્યો. એને એ ખુબ ભાવતુ હતુ. એક બે બચકાં એણે ભર્યાં હશે એટલામાં રતનીયાની એના પર નજર પડી. રતનીયો ઝટ દઇને કૂદ્યો અને એના હાથમાંથી તરબુચ ખુંચાવી લીધુ.

તરબુચ ખાઇને એ છોકરાંના ટોળા વચ્ચે કૂદ્યો. એને જોઇને છોકરાંએ નાસભાગ કરી મૂકી. કોઇને એ જોઇને ભારે ગમ્મત લાગી. એક મોટે છોકરે એને પકડવા પ્રયત્ન કર્યો પણ રતનીયો કૈં પકડાય ! એ તો ભારે ચકોર હતો.

છોકરાં આમતેમ નાસે એટલે રતનીયો પણ એમની પાછળ પડે. કીકાભાઇની ધોતલી એણે ઝાલીને ખેંચી એટલે એ નીકળી ગઇ ને કીકાભાઇએ ભેંકડો મૂકયો.

ધોતલી છોડીને એણે બબલી બહેનનું ફરાક ખેંચ્યું. ચરડ દઇને ફરાક ચીરાયું. બબલી બહેન જાય નાઠાં !

છોકરાં આમતેમ ગયાં એટલે રતનીયો કૂદીને

પીપળા પર ચઢી ગયો. એને હજી જોઇએ તેટલી મઝા પડી ન હતી.

પીપળાનાં કુણાં કુણાં પાન એણે ખાવા માંડયાં અને તોડી તોડીને નીચે નાખવા માંડયાં.

પીપળાની ડાળે ડાળ એ ખૂંદી વળ્યો. એમ કરતાં કરતાં બીજો ઘંટ વાગવાનો વખત થયો. આ વખતે છોકરાંને છેડવા કરતાં બીજીજ ગમ્મત કરવાનો એણે વિચાર રાખ્યો હતો.

ઘંટ વાગ્યો એટલે બધાં છોકરાં પોતપોતાને ઠેકાણે બેસી ગયાં ને નિશાળનું કામ શરૂ થયું.

ધીરે રહીને રતનીયે એ બધું જોઇ લીધુ. નિશાળની સામેજ પીપળાની એક ડાળ હતી અને એના પર બેઠાબેઠા બધુ દેખાતુ હતુ.

મોટા માસ્તરનો વર્ગ રસ્તાપરના ઓરડામાં હતો.

ઇતિહાસ ભૂગોળનો વિષય હતો અને હાથમાં લાકડી લઇને મોટા માસ્તર નકશામાં કૈંક કૈંક બતાવતા હતા.

એકાએક રતનીયે કુદકો માર્યો અને એમના વર્ગમાં આવ્યો. એને જોઇને માસ્તરને બીક લાગી. રતનીયે કુદકો મારીને એમના હાથમાંથી લાકડી ઝુંટાવી લીધી. બધાં છોકરાં ખડખડ હસી પડયાં.

માસ્તરની હિંમત રતનીયાને પકડવાની કે એની પાસેથી લાકડી લેવાની ચાલી નહિ. એતો ડઘાઇને એક બાજુ ઉભા રહ્યા.

રતનીયે એમનાં ચસ્માં ઉપાડીને પોતાની આંખે લગાડી જોયાં. લાકડી વતે એણે નકશામાં માસ્તરની પેઠે બતાવવા માંડયું. માસ્તરની ખુરશીપર બેસીને એણે એમના ચાળા પાડવા માંડયા. રતનીયાનો રોફ જોવા જેવો હતો.



મોટા માસ્તર ધીરે રહીને જોડેના વર્ગમાંથી જમનાશંકર માસ્તરને બોલાવી લાવ્યા. જમનાશંકર બહુ જબરા હતા.

એમણે રતનીયા સામે લાકડી ઉગામી એટલે રતનીયો સામે કુદ્યો ને મોટા માસ્તરની પાઘડી લઇને પીપળા પર નાસી ગયો. પીપળાની ડાળે બેસીને એણે માસ્તરની પાઘડી માથે મુકી અને નાકે ચસ્માં ચઢાવ્યાં.

મોટા માસ્તર ને બધાં છોકરાં એ જોઇને ખડખડાટ હસ્યાં. મોટા માસ્તર બિચારા ભોઠા પડી ગયા હતા પણ રતનીયે ચાળા ચસ્કા કરીને એમને હસાવ્યા. જતાં જતાં એણે પાઘડી ને ચસ્માં નીચે ફેંકયાં. પાઘડીનો લોચો વળી ગયો અને સારે નસીબે ચસ્માં પાઘડીપર પડયાં તે કાચ સાજા રહ્યા નહિ તો એ ફુટયા વિના રહેત નહિ.

મોટા માસ્તરની મજાક કરીને ખુશી ખુશી થઇ જતો રતનીયો આગળ ચાલ્યો.

એને ભણવાનો કે ભણાવવાનો શોખ હતો પણ બધા એને મારી કાઢે ત્યાં એ બિચારો શું કરે ?



ભણવાનો ઇજારો માણસે એકલાએજ લીધો છે ? રતનીયો ને એના જાત ભાઇ ભણી ના શકે ? ઇશ્વરે એમને પણ અક્કલ આપી છે તો પછી એ શા વાસ્તે ના ભણે?

*

# ચો ખં ડી માં

રતનીયો ત્યાંથી કૂદતો કૂદતો ચોખંડીમાં પહોચ્યો. ચાર રસ્તા મળે તેને ચોખંડી કહે છે. વડોદરામાં ગેંડીના દરવાજા પાસે ચોખંડી છે ત્યાં આગળ કંદોઇ કાછીયા ને ગાંધીની દુકાનો છે. મસાલેદાર પાનવાળા પણ ત્રણચાર છે.

મોટા માસ્તર એને જોઇને ભાગ્યા તેથી રતનીયાને તાન ચઢયુ હતુ. એતો ધીરે રહીને એક કાછીઆની દુકાનમાં પેઠો. એક બાજુ બોર અને જમરૂખ હતાં તેમાંથી એક બે જમરૂખ ખાધાં ને મુઠ્ઠા ભરીને બોર રસ્તા પર નાખવા માંડયાં. કોબીની એક બે ગાંઠો પણ બહાર ગબડાવી મુકી, શક્કરીઆંની ટોપલી ઉંધી વાળી ને શક્કરીયાનાં ત્રણચાર બચકાં ભર્યા એવામાં કાછી-યાની નજર એના પર પડી. એ હાથમાં બશેરી લઇને

ઉભો થયો એટલે રતનીયો કૂદીને જોડેના ઘરમાં ભરાયો.

એની નજર ઘોડીયાપર પડી. એમાં એક નાનુ છોકરૂ પડ્યું પડ્યુ ઉં....આ ઉં....આ કરીને રડતુ હતુ. રતનીયાને એનાપર વહાલ આવ્યું. એણે એને ઝોળી-માંથી ઉંચકીને બહાર કાઢ્યુ અને રમાડવા લાગ્યો પણ એતો છાનુ રહેવાને બદલે મોટેથી રડવા લાગ્યુ. તમે બધાં તમારાં નાનાં ભાઇબેનને રમાડો ત્યારે રતનીયો શા માટે ન રમાડે ?

છોકરાને રડતુ સાંભળી એની મા દોડી આવી. રતનીયાના હાથમાં એનું છોકરૂ જોઇ એતો ગભરાઇ ગઈ અને બૂમો પાડવા લાગી ‘ એ મારે ! એ કોઇધાજોરે ! આ મુવા માંકડાએ મારા ફીકાને પકડયો છે !’ એની બુમો સાં-ભળી બે ત્રણ જણ દોડી આવ્યા. એમને જોઇને ફીકાને પડતો મૂકી રતનીયો નાઠો.



કીકો તો ફળ ખાઇને રડે. એની માએ એને છાતી સરસો ચાંપી દીધો અને વાંસો થાબડવા માંડયો. કેટલી વારે તે રડતો છાનો રહ્યો.

ત્યાંથી નાસીને રતનીયો પ્રેમજી પાનવાળાની દુકાનમાં પેઠો. એની દુકાનમાં અરીસા જડેલા હતા એમાં પોતાનુ મોઢુ જોઇને રતનીયાને નવાઇ લાગી કે આ વળી મારા જેવો કયાંથી આવ્યો ? એણે તો એને પકડવા ફલંગ મારી પણ એના હાથમાં કાંઇ ન આવ્યુ. ઉલટુ એના માથામાં કાચ વાગ્યો. કાચ બિલોરી અને જાડો હતો એટલે તૂટી ગયો નહિ. પાતળો કાચ હોત તો તૂટી જાત ને એના માથામાં વાગત.

એ ધબ દઇને નીચે પડયો. કાથા ચુનાના લોટા ઢળી ગયા. નાગરવેલનાં પાન પડી ગયાં ને પ્રેમજી પાનવાળાનો મીજાજ ગયો તે હાથમાં કુચડો લઇને ઉઠયો પણ રતનીયો કાંઇ ગાંજ્યો જાય એવો હતો ? એતો ફલંગ મારીને કૂદ્યો કંદોઇની દુકાનમાં.

કળીના લાડુનો તાટ એણે આમતેમ લાડવા ફેંકીને ખાલી કર્યો. જલેબીનાં ચકતાં થોડાં ઘણાં ખાધાં ને થોડાં આડાં અવળાં ફેંકયાં કે ભૂકો કરીને બગાડયાં.

આજુબાજુ દસપંદર માણસ એકઠા થઇ ગયા.

આખી ચોખંડીમાં હોહો થઇ રહી. કેટલાંક છોકરાં ટીખળ જોવા એકઠાં થયાં.

વધારે વખત રોકાઇશું તો મામલો ખરાબ થશે એમ ધારીને રતનીયો કૂદતોકને છાપરાપર ચઢી ગયો. ને નળીયાં ભાગતો ભાગતો આમતેમ કૂદવા લાગ્યો.

*

# કુતરાંની લઢાઈ

રતનીયો આગળ ચાલ્યો તો એને થોડે દૂર કુતરાં વઢતાં હોય એમ લાગ્યું. કુતરાંનો સ્વભાવ ઘણુંખરૂં લઢકણો તો હોય છેજ એટલે એમના તરફ ધ્યાન દેવાનો રતનીયાનો વિચાર ન હતો પણ એકાએક એની નજર એ દેખાવ તરફ ગઈ.

એણે બે કુતરાં ખૂબ જોરથી લઢતાં જોયાં. એમાંનું એક એનું ઓળખીતુ હોય એમ લાગ્યું. એતો એનો સાથીદાર ડાઘીયો હતો. ડાઘીયો ને મોતીયો લઢતા હતા.

મોતીયો ઘણો જબરો હતો. એણે ડાઘીયાને બહુ માર્યો લાગતો હતો. ડાઘીયાને નીચે પાડીને એ એના ઉપર ચઢી બેઠો હતો. રતનીયાથી એ દેખાવ જોયો કેમ જાય? એ એના સાથીદારને હેરાન થતો પોતાની સગ્ગી આંખે કેમ જોઇ રહે?

એતો કુદ્યો અને મોતીયાની પીઠ પર ફલંગ મારીને ચઢી બેઠો. એણે મોતીયાના શરીરે બાચકા ભર્યા છતાં મોતીયે ડાઘીયાને છોડયો નહિ.

ધીરે રહીને રતનીયો નીચા નમીને મોતીયાને કાને બચકુ ભર્યું. વ્હા....ઉ હા....ઉ કરતો કને મોતીયે ડાઘીયાને છોડી દીધો ને ભાગવા માંડયુ. રતનીયો એના પરથી ઉતર્યોજ નહિ. એણે તો બચકાં ભરવાનું તથા ચીમટા દેવાનુ ચાલુ રાખ્યુ. ડાઘીયાને એણે હેરાન કર્યો હતો તેનું વેર રતનીયે બરાબર વાળ્યુ.



મોતીયાની ચીસો સાંભળી આજુબાજુ ઘણાં મા-

ણુસો ને છોકરાં એકઠાં થઇ ગયાં હતાં. એમને એ જોવાની ભારે મઝા પડી.

મોતીયાની ખો ભૂલાવીને રતનીયો કૂદ્યો.

કૂદીકૂદીને એ બીજે તે ક્યાં જાય ? ચઢયો એતો છાપરે. આ છાપરેથી તે છાપરે ને તે છાપરેથી પેલે છાપરે. કૂદાકૂદ ને દોડાદોડ.



## છે વ ટ

કૂદતાં કૂદતાં રતનીયો એક મોટી હવેલીપર આવી પહોંચ્યો. આજુબાજુ કેટલાક માણસ એકઠા થઇને કૈંક જોતા હતા.

પહેલાં રતનીયાને એમ લાગ્યું કે બધા એનેજ જુએ છે પણ જ્યારે એણે છાપરાપર થોડે દૂર કૈંક કાળુ કાળુ જોયુ ત્યારે એની ખાત્રી થઇ કે લોકો તો કૈંક બીજુજ જોતા હતા.

એ કાળુ કાળુ શું હતું ? એ ગબા ગાંધીની માનીતી બિલાડી મણિ હતી. મણિ શી રીતે એ હવેલી પર આવી ચઢી એ નવાઇની વાત હતી. ત્યાંથી નીચે ઉતરવાની એની હિંમત ન હતી.

રતનીયો એની પાસે ગયો અને એને ઉપાડી લીધી. મ્યાઉં કરીને એતો એને વળગી પડી. રતનીયો એને ઉપાડીને ધીરે રહીને ચોમાસાનુ પાણી જવાનો નળ રાખ્યો હતો તે પકડીને નીચે ઉતર્યો. મણિ પણ એને બરાબર વળગી રહી હતી.

બેઉ જણ નીચે આવ્યાં એટલે એક બાજુથી ગબા ગાંધીએ આવીને મણિને લઇ લીધી.

રતનીયો કૂદીને જેવો જરા આગળ જાય છે તેવીજ એની નજર હસનમીયાં પર પડી. હસનમીયાંને જોઇને એનાં મોતીયાં મરી ગયાં. એનાથી હવે નાસી છુટાય એવું ન હતું.

એ એમની પાછળ પાછળ ઘેર ગયો. હસનમીયાંએ એને સાંકળે બાંધી દીધો.

એમનો વિચાર રતનીયાને બરાબર મેથીપાક ચખાડવાનો હતો પણ એટલામાં ગબા ગાંધી ને અબદુલ્લા આવી લાગ્યા.

ગબા ગાંધીએ રતનીયાએ એમને નુકશાન કર્યું હતુ છતાં મણિને બચાવી રાજી કર્યા હોવાથી હસન મીયાંને ભલામણ કરી કે એનો આજનો ગુન્હો માફ કરવો.

અબદુલ્લે કહ્યું કે ' રતનીયે આજે ભારે પરાક્રમ કર્યું છે આપણા ડાઘીયાને એણે બચાવ્યો છે.' એમ કહીને કુતરાંની લઢાઇની વાત કહી સંભળાવી.

હુમનમીયાંનો ગુસ્સો એ સાંભળીને ઉતરી ગયો અને એમણે રતનીયાને વહાલથી ખોળામાં બેસાર્યો. એ પણ બધુ સમજી ગયો ન હોય તેમ કૂદીને હસન-મીયાંને ખભે બેઠો.

અબદુલ્લો અને ડાઘીયો રતનીયા પર ખુશ ખુશ થઇ ગયા હતા.

*

અને મારી વાત સાંભળીને કમળા પણ ખુશ થઇ ગઇ હતી. એણે મને બધો વાત લખવાની ભલામણ કરી કારણ કે એણે તો વાત સાંભળી હતી પણ તમે ક્યાં સાંભળવા આવવાના હતા ? એટલે મારે આ વાત લખવી પડી.

જેમ જેમ હું લખતો ગયો તેમ તેમ કમળાએ એ બધુ વાંચવા માંડયુ અને વાંચતાં વાંચતાં સૂઇ જવાનો વખત ક્યારનોયે વીતી ગયો હતો તેનું પણ એને ભાન ન રહ્યું.

આવી આવી વાતો સાંભળવાનો ને વાંચવાનો એને બહુ શોખ છે એટલે વળી આપણે કોઇ વખત મળવાના તો ખરાજ.

*

રતનીયાની વાત તમને બધાંને ખુબ ખુબ ગમી એટલે કમળાએ એવીજ બીજી મઝાની વાતો લખવાનો મને આગ્રહ કર્યો છે એ હિસાબે આપણે જલદીથી મળીશું.

*

ધી "સૂર્યપ્રકાશ" પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઈ ત્રિકમલાલે
છાપ્યો ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

Cover Printed at M. Vadilal & Co Bombay 2.